# બેરી:
# સૌથી બહાદુર સેન્ટ બર્નાર્ડ



લિન હોલ
ચિત્ર: એન્ટોનિઓ કાસ્ટ્રો

# બૅરી:
# સૌથી બહાદુર સેન્ટ બર્નાર્ડ

લિન હોલ

ચિત્ર: એન્ટોનિઓ કાસ્ટ્રો





પર્વતમાં પડેલો બરફ, ડૂબતા સૂરજના કિરણોને લીધે ગુલાબી લાગી રહ્યો હતો. પથ્થરની બનેલી ઇમારતોની દીવાલો અને બારીઓ પણ ગુલાબી લાગી રહી હતી. વર્નર મઠના રસોડામાંથી ઊંડા બરફમાં બહાર નીકળ્યો. એના હાથમાં કૂતરા માટે ખાવાનું ભરેલું મોટું ટબ હતું. એણે કૂતરાના વાડામાં જતા ભારે દરવાજાને ખોલ્યો.

"ચાલો, જમવાનો સમય થઈ ગયો," એણે સાદ પાડયો.

અંદર મોટો અને લગભગ ખાલી રૂમ હતો. દીવાલને ટેકે પરાળની ગાંસડીઓ હતી. એમાંથી ચૌદ વિશાળ બદામી અને સફેદ કૂતરા બહાર નીકળ્યા. એમાંથી જે સૌથી નાનો હતો એ પણ વજનમાં વર્નર કરતા ભારે હતો.

"અરે, ધક્કા મારવાની જરૂર નથી," વર્નરે કહ્યું, "ખાવાનું બધાને મળશે."

કૂતરા પાસે આવ્યા, પણ હવે એ ધક્કા-મુક્કી કરતા ન હતા. લાગતું હતું કે એ જાણતા હતા કે એ કેટલા બળવાન છે. વર્નરે બધાના કટોરા ભર્યા. પછી છેલ્લો મોટો કટોરો રૂમના એક શાંત ખૂણામાં લઈ ગયો.

એક કૂતરો એની પાછળ-પાછળ ગયો. "આ રહ્યું તારું ખાવાનું, બૅરી. મેં સૌથી સારું ખાવાનું તારે માટે રાખ્યું છે."



ખાવાનું શરુ કરતાં પહેલા બૅરીએ એનું માથું વર્નરની હડપચી નીચે રાખ્યું અને એને સૂંઘ્યો. એના વિશાળ જડબામાં એણે વર્નરનો હાથ પકડયો અને એને હલાવ્યો, જેમ એ હંમેશા કરતો હતો.

સેન્ટ બર્નાર્ડ મોનેસ્ટ્રી, જ્યાં આ કૂતરા રહેતા હતા, એ સ્વિટઝર્લેન્ડના ઊંચા પર્વતોમાં હતી. એ દિવસોમાં મોટરગાડી અને રાજમાર્ગો તો હતા નહીં, ફક્ત ઘોડા હતા અને પગદંડીઓ હતી. પર્વતોને પેલે પાર જવા માટે એક જ રસ્તો હતો, જે સેન્ટ બર્નાર્ડ માર્ગ કહેવાતો હતો.

એ માર્ગનું નામ પણ મઠના નામ પરથી પડયું હતું. મઠમાં પથ્થરની બનેલી મોટી ઇમારતો હતી, જ્યાં મઠવાસી રહેતા હતા અને કામ કરતા હતા. એ પાદરી એવા પવિત્ર પુરુષ હતા, જે એક ખાસ કામ કરતા હતા. એ પર્વતમાળામાંથી નીકળતા માર્ગમાંથી નીકળવામાં મુસાફરોને મદદ કરતા હતા. શિયાળામાં પહાડી પગદંડીઓમાં જામેલો બરફ ઊંડો અને ખતરનાક થઈ જતો. ક્યારેક મુસાફર અચાનક થયેલા હિમપ્રપાતમાં બરફ નીચે દટાઈ જતા હતા. ત્યારે આ પાદરી એને શોધવાનું અને બચાવવાનું કામ પણ કરતા હતા.

આ ખાસ કામ માટે એ લોકો એક અદ્‌ભૂત જાતિના કૂતરા પાળતા હતા, જે સેન્ટ બર્નાર્ડ કહેવાતા હતા. એ મોટા અને બળવાન કૂતરા હોય છે જે બરફમાં  દટાયેલા લોકોને સૂંઘીને શોધી શકે છે.

આમ તો વર્નર બધા કૂતરાને પ્રેમ કરતો હતો, પણ બૅરી માટે એને વિશેષ પ્રેમ હતો. બૅરી પણ વર્નરની જેમ બચાવ કાર્યમાં ભાગ લેવા માટે હજી બહુ નાનો હતો.

"ત્યાં બહુ જોખમ છે," પાદરી વર્નરને કહેતા. "તારે અને બૅરીને મોટા થવાની રાહ જોવી પડશે."

જમવાનું પૂરું થયા પછી બૅરી અને વર્નરે થોડા સમય માટે ધીંગામસ્તી કરી. પછી વર્નરે ટબ ઉપાડયું અને ઉજળા અને હૂંફાળા રસોડા તરફ પાછો ફર્યો. એનું પોતાનું જમવાનું પણ તૈયાર થઇ ચૂક્યું હતું, અને એને ભૂખ પણ લાગી હતી.

પણ ફાધર બેનેડિકટે એને બોલાવ્યો, "વર્નર, મહેરબાની કરીને અહીં આવ."



ફાધર બેનેડિકટ બે હાંફતા ઘોડા પાસે ઉભા હતા. એ ઘોડા પર સવાર થઈને જે બે માણસો આવ્યા હતા, એ પણ ત્યાં ઉભા હતા.

વર્નરે ટબ નીચે રાખ્યું અને એની પાસે ગયો. ફાધર બેનેડિકટે કહ્યું, "આપણા મહેમાન આવ્યા છે, વર્નર. તું મહેરબાની કરીને એના ઘોડા તબેલામાં લઈ જા."

વર્નરે એ બંનેને જોઈને સ્મિત કર્યું અને એના ઘોડાને તબેલામાં લઈ ગયો, જેથી એની રાત પણ આરામથી વીતે. જયારે એ એક ઘોડાની જીન ઉતારવા ગયો, ત્યારે એક લટકાવેલો થેલો એના હાથને વાગ્યો. થેલો બહુ ભારે હતો. વર્નરે જીનને તબેલાના એક ખૂણામાં લટકાવ્યું અને મીણબત્તી કરીને થેલાને ખોલીને જોયો.

એણે વિચાર્યું, "જો હું પાદરી હોત તો આવી રીતે જાસૂસી ન કરી શકત. મને ખુશી છે કે હું હજુ સુધી પાદરી નથી થયો."



થેલાની અંદર એક ભારે પિસ્તોલ હતી અને એક ચામડાની થેલી હતી. થેલીના આકાર પરથી વર્નરને ચોક્કસ લાગ્યું કે એમાં સોનાના સિક્કા હશે. એનું હૈયું ગભરાટમાં તેજીથી ધડકવા લાગ્યું.

તબેલાનો દરવાજો હવાના તેજ ઝોકા સાથે ખુલ્યો. વર્નર ચોંકી ગયો. પણ એ તો ફક્ત ફાધર બેનેડિક્ટ હતા. "અહીં આવો, ફાધર," એણે ધીમા અવાજે કહ્યું. એને સ્વીકારવું પડશે કે એણે જાસૂસી કરી હતી. પણ લૂંટારાની ગોળી ખાવા કરતા એ વધારે સારું હતું.

ફાધર બેનેડિક્ટ અંદર આવ્યા.



"જુઓ," વર્નરે કહ્યું, "આ લોકો લૂંટારા છે. આ થેલામાં એક બંદૂક છે, અને એક સોનાના સિક્કાની થેલી પણ છે. મને ખબર છે કે મારે જાસૂસી કરવાની ન હતી, પણ..."

ફાધર બેનેડિકટે બહુ શાંત સ્વરમાં કહ્યું, "સેન્ટ બર્નાર્ડના દરવાજા એ બધા માટે ખુલ્લા છે, જેને આશ્રયની જરૂર છે."

"પણ ફાધર! એ લોકો પાસે બંદૂક છે. એ આપણને લૂંટવા આવ્યા છે."

પણ ફાધરે ફક્ત સ્મિત કર્યું. એમણે કહ્યું, "એ આપણે નથી જાણતા, બરાબરને? આપણા એક મહેમાને એના થેલા મંગાવ્યા છે. હું એને લઇ જઇશ. એ પહેલા કે તારું જમવાનું ઠંડુ થઇ જાય, તું અંદર જા." ફાધરે થેલા ઉપાડયા અને એના ખભા પર રાખ્યા.

ઉજાસવાળા રસોડા તરફ જતા વર્નર એનું માથું હલાવતો હતો. ફાધર બેનેડિકટની ક્યારેય ભંગ ન થતી શાંતિ એને ઘણીવાર મૂંઝવણમાં નાખી દેતી હતી. ફાધર પણ વર્નરની પાછળ-પાછળ રસોડામાં આવ્યા. મોટું અને હૂંફાળું રસોડું સૂપ અને કાંદાની સોડમથી મહેકી રહ્યું હતું.

લાંબા ટેબલ પર બાર પાદરી અને બંને મુસાફર બેઠા હતા. વર્નર એ અજાણ્યા લોકોથી થોડો દૂર બેઠો. એણે એના ચહેરા જોવાની કોશિશ કરી, પણ એ મુશ્કેલ હતું, કારણકે અજાણ્યા મુસાફરો પછી છ પાદરી બેઠા હતા.

આખરે જમવાનું પૂરું થયું. અજાણી વ્યક્તિઓમાંથી એક ઉભો થયો. એના હાથમાં બંદૂક હતી. "ભોજન  માટે આભાર," એણે કહ્યું. "પણ હવે હું તમને તમારા પૈસા માટે આભાર માનવા માંગુ છું."



વર્નર ડરીને બંદૂક જોવા લાગ્યો. એણે સામે બેઠેલા પાદરીઓને જોયા. એમના ચહેરા શાંત હતા.

ફાધર બેનેડિક્ટ બોલ્યા, "અમારો સંઘ ગરીબ છે. અમારી પાસે પૈસા નથી."

લૂંટારો હસ્યો. "હું જાણું છું. તમે બધા ઉઠો અને પાસે-પાસે ઉભા રહો."

બધા પાદરી અને વર્નર ટેબલ પરથી ઉઠીને ઉભા થઇ ગયા. વર્નરને લાગ્યું કે એ એકલો હતો જેને ડર લાગી રહ્યો હતો.

ફાધર બેનેડિક્ટ બોલ્યા, "ઠીક છે. હું જોઉં છું કે હું તમને બેવકૂફ નથી બનાવી શકતો. આ બાજુ આવો."

એમણે દરવાજો ખોલ્યો અને આંગણામાં આવ્યા. બાકી પાદરી અને વર્નર એની પાછળ ચાલ્યા, લૂંટારા પાદરીની પાછળ હતા. ફાધર બહુ શાલીનતાથી કૂતરાના મકાન તરફ ગયા. વર્નર ચકરાવે ચઢ્યો. એને ખબર હતી કે એ જગ્યામાં કોઇ ખજાનો ન હતો. એણે કંઇક કહેવા મોઢું ખોલ્યું.



પાસે ઉભેલા પાદરીએ એને કોણીનો ગોદો માર્યો.

દરવાજા પાસે પહોંચીને ફાધર રોકાયા, અને એક બાજુ ખસી ગયા. "સજ્જનો, તમને જોઇએ એ લઇ લો."



લૂંટારા તેજીથી આગળ વધ્યા. એમણે એ ભારે દરવાજો ખોલ્યો જ હતો, કે ચૌદેય બળવાન કૂતરા એના પર લપક્યા. એના મોઢા ખુલ્લા હતા. અને ચાંદનીમાં એના દાંત ચમકી રહ્યા હતા. બૅરીએ લૂંટારાનો  હાથ મોઢામાં પકડયો, અને ઘુરકાટ કરવા લાગ્યો.

કૂતરાના ધક્કાથી લૂંટારાની બંદૂક હવામાં ઉછળી અને મુલાયમ બરફમાં ગરકાવ થઇ ગઇ. ડરીને ચીસ પાડતા લૂંટારા તબેલા તરફ ભાગ્યા. મિનિટોમાં એ એના ઘોડા પર સવાર થયા, અને અંધારામાં ગૂમ થઇ ગયા.

પાદરી હસ્યા અને ઉજાસવાળા અને હૂંફાળા રસોડામાં પાછા ફર્યા. વર્નર કૂતરાઓને એના મકાનમાં લઇ  ગયો. એના મોઢા પર મોટું સ્મિત હતું. "બૅરી, તું તો કમાલનો લૂંટારાનો પીછો કરવાવાળો છે. તેં તો સાચે એને ડરાવી દીધા. હું બહુ ખુશ છું!"

બૅરીએ ઘુરકાટ કર્યો અને નરમાશથી વર્નરનું કાંડુ મોઢામાં લીધું. એની પૂંછડી ખુશીથી હલી રહી હતી.





મહિનાઓ પસાર થયા અને થોડા સમયમાં ઉનાળો આવી ગયો.

પર્વત એટલી ઊંચાઇ પર હતા કે ઉનાળામાં પણ દર અઠવાડીએ બરફ પડતો હતો. ફૂલ એની પાંખડીઓ પર બરફ સાથે ખીલતા હતા. ઉનાળામાં પર્વત બહુ સુંદર લાગતા હતા. જૂન માં બૅરીનો પહેલો જન્મદિવસ આવ્યો, અને એનું પ્રશિક્ષણ ચાલુ થયું.

બ્રધર લુઇગી વયસ્ક પ્રશિક્ષક હતા. એ રોજ સવારે બૅરી અને બીજા યુવાન કૂતરાને બહાર લઈ જતા. એ બરફમાં ત્રણ કલાક સુધી કૂદાકૂદ કરતા. વર્નર એની સાથે જોવા-શીખવા, અને બની શકે તો બ્રધરની મદદ કરવા જતો હતો. બ્રધર લુઇગી થોડા સમયમાં એટલા વયસ્ક થઇ જવાના હતા કે એને મોટા કૂતરા સંભાળવામાં મુશ્કેલી થવાની હતી. વર્નરને આશા હતી કે એ કોઇ દિવસ એની જગ્યા લઈ શકશે.

પ્રશિક્ષણમાં વર્નરની ભૂમિકા કૂતરાઓથી સંતાવાની હતી. એ પોતે બરફમાં સંતાઈ જતો હતો, અને ત્યાં સુધી એમાં રહેતો જ્યાં સુધી કોઈ કૂતરો એને શોધી ન લે. બધા કૂતરા માણસને સુંઘીને બહાર કાઢવામાં નિષ્ણાત હતા. પણ બૅરી એના મોટા નાક સાથે બધાથી વિલક્ષણ હતો. એ લગભગ હંમેશા બધાથી પહેલા વર્નરને શોધી લેતો હતો. વિશાળકાય બૅરી એના પંજાથી બરફને ખોદી કાઢતો. પછી એ એનું ગરમ શરીર વર્નરની બાજુમાં રાખતો અને એને ચાટવા લાગતો. બંને નાટક કરતા કે વર્નર ઠંડીથી થીજી ગયો છે. વર્નર હલ્યા વગર પડી રહેવાની કોશિશ કરતો, પણ બૅરીની જીભથી એને ગલીપચી થતી, અને એ ખી ખી કરીને હસવા લાગતો. બૅરીની પૂંછડી ખુશીથી જોરથી હલવા લાગતી.

શિયાળો આવ્યો ત્યારે બૅરીને પહાડની ઘાટીમાં વાસ્તવિક પ્રવાસ ખેડવાની અનુમતિ આપવામાં આવી. એ મુસાફરોને ઘાટી પાર કરવાનો રસ્તો બતાવતો હતો અને મુસીબતમાં ફસાયેલા મુસાફરોને શોધતો. અચાનક થતા હિમપ્રપાતમાં કોઈ પણ મુસાફર દટાઈ શકતો હતો.



જો સમયસર મદદ ન મળે તો મુસાફર ઠંડીને લીધે ઠરી જાય અથવા હવા વગર ગૂંગળાઈને મરી જાય.

રોજ  બૅરી બ્રધર લુઇગી, અથવા કોઈ બીજા પાદરી સાથે પર્વતથી નીચે જતો. ત્યાં પગદંડી પાસે પથ્થરની બનેલી ઝૂંપડી હતી. જો એમાં કોઈ મુસાફરો રાહ જોતા હોય, તો કૂતરા એને ખતરનાક ઘાટીમાંથી પાર કરાવતા. મુસાફરોને પહોંચાડીને પાછા ફરવામાં એને આખો દિવસ લાગતો હતો.

શિયાળો પૂરો થતા સુધીમાં એ સ્પષ્ટ થઈ ગયું કે બૅરી બચાવ દળનો સૌથી ઉમદા કૂતરો હતો. એ બરફમાં ફસાયેલા લોકોને સૌથી પહેલા શોધતો હતો. એને ઝડપથી બરફમાંથી બહાર ખોદી કાઢતો હતો. એને ગરમાવો આપવાની કોશિશ પણ સૌથી વધારે બૅરી કરતો હતો. ઘણી વાર બીજા કૂતરા થાકી જતા હતા. પણ બૅરી એના ઠંડીથી થીજી ગયેલા ચહેરાને ત્યાં સુધી ચાટતો હતો જ્યાં સુધી કોઈ હિલચાલ ન થાય. ત્યારે એ આનંદથી ગાંડો થઈ જતો હતો.

ઘણા વર્ષો વીત્યા, વર્નર પાતળો અને ઊંચો થઈ ગયો.

હવે એ એનો સંપૂર્ણ સમય કૂતરાને આપતો હતો. એ બ્રધર લુઇગી સાથે રોજ કામ કરતો હતો. એ કૂતરાને ખાવાનું આપતો, એની સાથે રમતો, અને નાના કૂતરાના પ્રશિક્ષણમાં મદદ કરતો. એ બહુ ખુશ હતો.

જયારે બૅરી છ વર્ષનો થયો, ત્યારે વર્નર અઢાર વર્ષનો થઈ ગયો. એ પાદરીઓની જાણમાં સૌથી ભયંકર શિયાળો હતો. બચાવ માટે રોજ નીકળવું પડતું હતું. એ શિયાળામાં મુસાફરોનો જીવ બચાવવા જતા મઠના અડધા કૂતરાઓ મૃત્યુ પામ્યા. ઘણા પાદરીઓ પણ મરી ગયા. એ બરફના તોફાનમાં ભટકી ગયા, અને એની સાથે ગયેલા કૂતરા એને બચાવી ન શક્યા.

માર્ચના અંતમાં એક રાતે, વર્નર અને બૅરી ધીમે-ધીમે પગદંડીની વાટે ઘરે પાછા ફરી રહ્યા હતા. બંને થાકેલા હતા અને બંનેને ટાઢ લાગી ગઈ હતી. બંને માટે આ શિયાળો બહુ ભયંકર હતો.

આકાશ કાળું હતું. પર્વતની ટોચ અંધારામાં દેખાતી ન હતી. ફક્ત હળવી ચમક નીચે પડેલા બરફમાંથી નીકળી રહી હતી.

અચાનક ઉપરથી મેઘગર્જના જેવો અવાજ આવ્યો. વર્નર અને બૅરી આ અવાજને સારી રીતે ઓળખતા હતા અને એનાથી ડરતા પણ હતા. વર્નર ઘૂંટણિયે બેસી ગયો અને એણે બૅરીને એની પાસે ખેંચી લીધો.

એ અવાજ "સ્વુઉઉશ" માં બદલાઇ ગયો. પર્વતની ઢાળવાળી સપાટી પરથી બરફ-માટી-હિમનો મોટો જથ્થો એમની પાછળ જ ધસી પડયો.

રાત જયારે શાંત થઇ, ત્યારે વર્નર ઉભો થયો. એનું હૈયું તેજીથી ધડકી રહ્યું હતું. "આપણે માંડ માંડ બચ્યા છીએ, બૅરી," એણે કહ્યું. "આપણે મરી ગયા હોત. ચાલ હવે ઘરે જઇયે, અને એમને જણાવીએ કે આપણે સલામત છીએ."

એ આગળ વધ્યો. પણ બૅરી એની પાછળ ન ગયો. એ પર્વતના ઢલાણ તરફ જોતો ઉભો રહ્યો. એ હવા સૂંઘી રહ્યો હતો. એ મૂંઝવણમાં હોય એમ દેખાતું હતું.

"શું ત્યાં ઉપર કોઈ છે? જા એને શોધ."



પણ બેરી સ્થિર ઉભો રહ્યો. વર્નરને બહુ ઠંડી લાગી રહી હતી. એ બહુ જ થાકી ગયો હતો. "ચાલ, બેરી," એણે હૂકમ કર્યો. એણે ગળાના પટ્ટાથી એને ખેંચવાનો પ્રયાસ કર્યો. પણ બેરીના બસો પાઉન્ડ જરાય હલ્યા નહીં.

થોડી મિનિટો સુધી વર્નરે બેરીને આ બાજુ કે બીજી બાજુ હલાવવાની કોશિશ કરી. પણ બેરી ટસ નો મસ ન થયો. એ એક જ જગ્યાએ સ્થિર ઉભો હતો.

"સારું, તારી મરજી થાય ત્યારે ઘરે આવજે. તને રસ્તો ખબર છે." વર્નરે એને ત્યાં જ છોડયો અને ઘરના ગરમાવા તરફ આગળ વધ્યો.

બેરી એ રાતે ઘરે પાછો ન ફર્યો. બીજે દિવસે સવારે પાંચ પાદરી એને શોધવા નીકળ્યા. વર્નર એને એ જગ્યાએ લઈ ગયો જ્યાં એ બેરીથી છૂટો પડયો હતો. પણ એ ત્યાં ન હતો. હવા અને ફૂંકાતા બરફને લીધે એના પંજાના નિશાન ઢંકાઈ ગયા હતા.

પાદરી આખો દિવસ એને શોધતા રહ્યા, બીજે દિવસે પણ.

પણ એને બેરીનો કોઈ સંકેત ન મળ્યો.

બીજે દિવસે સાંજે વર્નર શોધક જૂથથી અલગ થઈને પાછો ફર્યો. એને બીજા કૂતરાની દેખભાળ કરવાની હતી. એને પોતાનું કામ કરવાનું હતું. પણ બેરીને શોધવાનું કામ છોડવું એને દુઃખી કરી રહ્યું હતું. બેરી એનો સૌથી નજીકનો મિત્ર હતો, પણ વર્નર એને એકલો છોડીને આવતો રહ્યો હતો, અને હવે બેરી ગૂમ થઈ ગયો હતો. એ કદાચ મરી પણ ગયો હશે.

વર્નર રસોડામાં ગયો. એણે કૂતરા માટે એક મોટા ટબમાં ખાવાનું તૈયાર કર્યું. કૂતરાના વાડા તરફ જતા-જતા એને એ રાતો યાદ આવી, જયારે એણે બેરીને ખવડાવ્યું હતું, અને એની સાથે રમ્યો હતો.

અચાનક એણે તબેલા પાસે છાયામાં કંઈક જોયું. એક કૂતરો જેની પીઠ પર ગઠરી બાંધેલી હતી, એ ધીરે-ધીરે ચાંદનીના પ્રકાશમાં આવ્યો. એ બેરી હતો.

વર્નરે ટબ નીચે મૂક્યું અને એના તરફ દોડયો. "બેરી! ભગવાનનો આભાર!"



બૅરી બહુ ધીમે-ધીમે આગળ આવતો હતો. એ એક-એક ડગલું સાવધાનીથી ભરતો હતો. જયારે એ  પહોંચ્યો તો એની પૂંછડી બહુ ધીરેથી હલી.

"ફાધર બેનેડિકટ!" વર્નરે જોરથી બૂમ પાડી. એનો અવાજ પર્વતોમાં ગુંજવા લાગ્યો "બેનેડિકટ...ડિકટ...ડિકટ..."

...dict....

બૅરીની છાતી ફરતે એક મહિલાની શાલથી એની પીઠ પર એક ગઠરી બાંધેલી હતી. શાલની નીચે વર્નરના હાથ એક શિશુને અડયા. એ નાના બાળકનું શરીર જકડાઇ ગયું હતું.

ફાધર બેનેડિક્ટ અને બીજા પાદરી દોડીને આવ્યા. એના કાળા ચોગા હવામાં એની પાછળ પાંખની જેમ ઉડી રહ્યા હતા. એમણે બાળકનું મોઢું ખોલ્યું અને એમાં શ્વાસ ભર્યો. એનું રક્ત પરિભ્રમણ વધારવા એના શરીર પર બરફ ઘસ્યો. બાળક હલ્યું અને જોરથી રોયું.

વર્નર બૅરીને ધીરે-ધીરે કૂતરાના વાડામાં લઈ ગયો. એણે બૅરીને ખવડાવવાની કોશિશ કરી, પણ એ એટલો થાકેલો હતો કે ચાવી પણ શકતો ન હતો. જયારે એ સૂવા માટે પરાળ પર લાંબો થયો, ત્યારે એનું માથું વર્નરના ખોળામાં હતું. એના જડબાની ઢીલી પકડમાં વર્નરનો હાથ હતો.



ઘણા દિવસો પછી શિશુની માઁ નું શરીર મળ્યું. જયારે બૅરી એની પાસે પહોંચ્યો હશે, ત્યારે એ બહુ નબળી પડી ગઈ હશે. એણે મર્યા પહેલા જેમ-તેમ એના બાળકને બૅરીની પીઠ પર એની શાલથી બાંધ્યું હશે.

બચાવની આ ઘટના પછી બૅરીની ખ્યાતિ દુનિયાભરમાં ફેલાઈ ગઈ. ઇંગ્લેન્ડના એક તેર વર્ષના બાળકે બૅરીના બચાવના કિસ્સા સાંભળીને એનું ચિત્ર બનાવ્યું. મોટો થઈને એ બાળક સર એડવિન લેન્ડસીયર બન્યો, જે કૂતરાના ચિત્ર બનાવવા માટે પ્રખ્યાત થયા.

ઘટનાના ત્રણ વર્ષો પછી ફાધર લુઇગી એક બચાવ અભિયાનમાં ખોવાઈ ગયા. જયારે એ પાછા ન ફર્યા તો ફાધર બેનેડિકટે કૂતરાનો વાડો ખોલ્યો અને બૅરીને એના માલિકને શોધવાનું ફરમાન કર્યું.

બૅરીએ એને ઘણા ટનના બરફની નીચેથી શોધી કાઢ્યા. એ મહાન કૂતરાએ પહેલા ન કરી હોય એટલી મહેનત કરી, પણ બહુ મોડું થઈ ચૂક્યું હતું. બ્રધર લુઇગી પ્રાણ ત્યાગી ચુક્યા હતા. ભારે મનથી વર્નરે પ્રશિક્ષકની જવાબદારી ઉપાડી લીધી.

ત્રણ વર્ષ બીજા વીત્યા. ઓકટોબરનો મહિનો હતો અને દિવસ તાજો અને ઠંડો હતો. પણ રાત થતાંજ એ વર્ષનો પહેલો ભારે બરફ પડવા લાગ્યો.

મઠના રસોડામાં ત્રણ જૂના મિત્રો તાપણાંની સળગતી આગ પાસે એક-બીજાના સાથની મજા માણી રહ્યા હતા. ફાધર બેનેડિકટ અને વર્નર આગની બહુ પાસે બેઠા હતા. બૅરી એ બંનેની વચ્ચે થોડો દૂર હતો. એને સળગતી આગનો તાપ પસંદ ન હતો.

વર્નર હવે પાદરી બની ચુક્યો હતો. એ ચોવીસ વર્ષનો થઇ ગયો હતો. એણે એનો પગ ઉપાડયો અને બૂટના અંગૂઠાવાળા ભાગથી બૅરીનુ નિતંબ સહેલાવવા લાગ્યો. બૅરીની આંખો બંધ રહી, પણ પૂંછડીથી એ ભોંય થપથપાવવા લાગ્યો. એ એની પીઠ પર ફરી ગયો જેથી વર્નર એની છાતી સહેલાવી શકે.

બૅરીના માથાના ઘેરા ભૂરા હિસ્સામાં થોડા સફેદ વાળ દેખાવા લાગ્યા હતા. એની પીઠ પણ થોડી નમી ગઈ હતી, જેની અસર એની ચાલમાં દેખાતી હતી.



પણ જયારે મઠના કૂતરાને રોજ સવારે દોડવા માટે કાઢવામાં આવતા હતા, બૅરી હજી એટલા જ ઉત્સાહથી વાદળી-સફેદ બરફ ઉપર કૂદતો હતો.

થોડી મિનિટો માટે રસોડામાં ચુપ્પી છવાઇ ગઇ. વર્નરે કહ્યું, "હું સ્વાર્થી બની રહ્યો છું, નહીં?"

ફાધરને એ પૂછવું ન પડયું કે એ શું કહેવા માંગતો હતો.

"બૅરી જેવા મિત્રને છોડવો સહેલું નથી," ફાધરે કોમળ સ્વરમાં કહ્યું.

"તો પણ આ એનું આખરી વર્ષ હશે," વર્નરે કહ્યું. "અહીં ઉપર શિયાળો કોઇ પણ વૃધ્ધ કૂતરા માટે બહુ ઠંડો હોય છે. મને લાગે છે કે આ શિયાળામાં આપણે એનો ઉપયોગ કોઇ બચાવ દળ માટે નહીં કરીયે. આપણે એને અહીં જ રાખશું, એના સાથ માટે. આગલા ઉનાળામાં જયારે આપણે ગલુડિયાઓને  વેચવા માટે લઇ જઇયે ત્યારે બૅરીને પણ લેતા જશું. ત્યાં આપણા મિત્રો એની દેખભાળ કરી લેશે, અને એ વધારે હુંફાળા વાતાવરણમાં આરામ કરી શકશે. એટલું તો એ અર્જિત કરી ચુક્યો છે."

ફાધરે  સૂતેલા કૂતરાને જોઇને સ્મિત કર્યું. "હા, બૅરી આપણા બધા કૂતરામાં સૌથી ઉમદા રહ્યો છે. એના જેવો સમર્પણભાવ સાથે કામ કરવાવાળો કૂતરો કદાચ બીજો નહીં મળે. બૅરીએ એકલાએ 40 જીવ બચાવ્યા છે. ખરા અર્થમાં એ એક અપૂર્વ સિધ્ધિ છે."

"મને આશા છે કે આ ઉનાળામાં ગલુડિયા ...," વર્નરની વાત અધૂરી રહી, કારણકે દરવાજો ખટખટાવવાનો અવાજ આવ્યો. એણે ફાધર સામે જોયું. મુસાફરોને પહોંચવા માટે બહુ મોડું થઇ ગયું હતું. બંને હોલમાં થઈને આગળ વધ્યા. બૅરી પણ પૂંછડી હલાવતો અને બગાસા ખાતો એની પાછળ ગયો.

વર્નરે દરવાજો ખોલ્યો. ઠંડીમાં ઠુંઠવાતો એક છોકરો પગથિયાં પર ઉભો હતો.

"અંદર આવી જા," વર્નરે કહ્યું.



બાળકને સ્ફૂર્તિથી રસોડામાં લઇ જવામાં આવ્યો. એના હાથ ઠંડીથી અકડાઇ ગયા હતા, એટલે વર્નરે એને કોટ ઉતારવામાં મદદ કરી. પાદરીઓએ તાપણાંના અંગારાને ઉપર-નીચે કર્યા, અને સૂપનો કટોરો ઉકાળવા માટે મૂકી દીધો.

જયારે છોકરો બોલવા જેટલો સ્વસ્થ થયો, તો એણે કહ્યું, "તમારી દયા માટે આભાર." એ દુબળો-પાતળો હતો. એના કપડાથી એ ખેડૂતનો છોકરો લાગતો હતો.

"મારો ભાઇ માર્ટિન ત્રણ દિવસ પહેલા ઘરેથી ભાગી ગયો. એને સેનામાં ભરતી થવાનો હૂકમ મળ્યો હતો. પણ એ સેનામાં ભરતી થવા ચાહતો ન હતો. એટલે એ ચુપચાપ ઘરેથી ભાગી ગયો. એ ફક્ત જાકીટ, પાંઉ અને કાપવા માટે ચાકુ સાથે લઇ ગયો છે. અમારી માઁ એ મને તમારી પાસે આવીને એને શોધવાનું કહેવા કહ્યું છે." એની આંખો આંસુથી ચમકી રહી હતી. એ એને છુપાવવાની કોશિશ કરી રહ્યો હતો.

ફાધર બેનેડિકટે પૂછ્યું, "શું તને ખબર છે કે એ કઇ દિશામાં ગયો છે?"

વર્નર એ દરમ્યાન બીજા પાદરીઓને બોલાવવા અને કૂતરાઓને જગાડવા જઇ ચુક્યો હતો.







થોડીજ મિનિટોમાં બચાવ દળ શોધવા માટે નીકળી પડી હતી - આઠ પાદરી અને છ કૂતરા. વર્નર બેરીને રસોડામાં બંધ કરીને આવ્યો હતો. પણ બચાવ દળ પગદંડી સુધી પહોંચે એ પહેલા જ એ વૃધ્દ્ધ અને સાહસી કૂતરાએ એક ખુલ્લો દરવાજો શોધી લીધો હતો. એ વર્નર સાથે થઇ જવા દોડયો.

પૂર્ણિમાનો ચંદ્ર પ્રકાશ ફેલાવી રહ્યો હતો. બરફ પડવાનો બંધ થઇ ગયો હતો.

વૃક્ષ, ચટ્ટાનો,પાદરી, બધા હલકી રાખોડી પૃષ્ઠભૂમિમાં કાળા દેખાતા હતાં. બચાવ દળ પર્વતોની વચ્ચે એ જગ્યામાં આગળ વધ્યા જે છોકરાએ બતાવી હતી. ત્યાં પહોંચીને એ ટૂકડીઓમાં વહેંચાઇ ગયા, અને શોધવા લાગ્યા. દરેક પાદરીના હાથમાં એક લાંબી છડી હતી, જેનાથી એ બરફમાં ઘોંચીને જોતા હતા, એ જાણવા માટે કે હિમપ્રપાતમાં માર્ટિન બરફમાં દટાઇ ગયો છે કે નહીં.

બૅરી અને વર્નર બીજા કરતા પર્વતમાં વધારે નીચે ઉતર્યા હતા. વર્નરનું મોટા ભાગનું મગજ માર્ટિનને શોધવામાં લાગ્યું હતું. પણ એના મગજનો એક હિસ્સો વિચારી રહ્યો હતો કે કદાચ એ છેલ્લી વાર બૅરીની પાછળ એ પર્વતમાં ચાલી રહ્યો હતો, જેને એ બંને બહુ પ્રેમ કરતા હતા.

વર્નરની દેખરેખ હેઠળ પાછલા વર્ષોમાં ઘણા કૂતરા રહ્યા હતા. એમાંથી ઘણા તો બૅરીના બેટા-બેટી હતા. પણ કોઈનામાં એ સહજ ચતુરાઈ ન હતી જે બૅરીની આંખોમાં છલકાતી હતી. અને એમાંથી કોઈમાં માણસોના જીવ બચાવવા માટેની હોશિયારી ન હતી. વર્નર માટે કોઈ પણ કૂતરો એટલા મહત્વનો ન હતો.

પર્વતના ઢાળ પર એ બંને એકલા હતા. બૅરી આગળ ચાલી રહ્યો હતો, એનું નાક બરફ પાસે હતું. અચાનક એ ઉભો રહ્યો. એણે એનું ભારે માથું ઉપર ઉઠાવ્યું, અને એને ડાબે-જમણે હલાવ્યું.

એ તેજીથી ઢાળની નીચી બાજુ દોડયો અને વૃક્ષના ઝુંડ પાછળ ગાયબ થઈ ગયો. વર્નરે બીજાઓને સાદ પાડયો અને એની પાછળ દોડયો.

અચાનક એક ચીસ સંભળાઈ "રીંછ!"

વર્નર વૃક્ષો પાસે પહોંચ્યો અને અવાચક થઈ ગયો. એક નવયુવાન ઝાડને પકડીને ઉભો હતો, એના હાથનું ચાકુ લોહીથી ખરડાઈને લાલ થઈ ગયું હતું. એના પગ પાસે બૅરી પડયો હતો.



એના જીવનમાં પહેલી વાર વર્નરે માણસ ઉપર કોઇ ધ્યાન ન આપ્યું. એ બેરી પાસે ઘૂંટણિયે પડયો અને રડવા લાગ્યો. બેરીના બગલ અને ગળામાં ચાકુના ઘણા ઘા હતા.

પણ લોહીની નીચે એનું વિશાળ હૃદય હજી ધડકી રહ્યું હતું.

એક કલાક પછી માર્ટિન અને બેરીને સ્ટ્રેચર પર સૂવડાવીને મઠ પર લઇ જવામાં આવ્યા. છોકરો મઠના સૌથી હૂંફાળા રૂમમાં સૂઇ રહ્યો હતો. એનો ભાઇ એની પાસે બેસીને એનું ધ્યાન રાખી રહ્યો હતો.

બેરી રસોડામાં તાપણાં પાસે મુલાયમ ધાબળામાં સ્થિર હાલતમાં સૂતો હતો. એની આજુબાજુ કાળા ચોગામાં મૌન પાદરી ઉભા હતા, જેની આંખોમાં બેરી માટેનો પ્રેમ આંસુઓમાં છલકાઇ રહ્યો હતો.

"એ બહુ બુઢ્ઢો થઇ ગયો છે," ફાધરે ધીમા અવાજે કહ્યું. "આટલું લોહી વહી જવાથી..."

"એને સારું થઇ જશે," વર્નરના જડબા એટલા ભીંસેલા હતા કે શબ્દ મુશ્કેલીથી નીકળતા હતા.



ફાધરે વર્નરના ખભે હાથ મુક્યો. "આશા રાખું છું કે તું એ છોકરાને દોષી નહીં માને. એ ઠંડી અને ભયથી ગાંડો થઇ ગયો હતો. ચંદ્રની રોશનીમાં બેરી એના તરફ કૂદકા મારીને જતો હશે. આ એક સ્વાભાવિક ભૂલ હતી કે એણે બેરીને રીંછ સમજી લીધો. એ કદાચ જંગલી જાનવરોથી પણ ડરતો હશે."

"હું જાણું છું," વર્નરે એક ઠંડો નિશ્વાસ નાખતા કહ્યું. "હું એને દોષ નથી દેતો, પણ વિચારું છું કે બૅરીને કેવું લાગ્યું હશે. એ તો પ્રેમથી આગળ વધ્યો અને એને ચાકુના ઘા સહેવા પડયા."

ફાધર બેનેડિક્ટ નિરુત્તર થઇ ગયા. એ દિલાસો આપવા શું કહે, એ એને સમજાયું નહીં.

એ આખી રાત અને બીજો આખો દિવસ બૅરી હલ્યા વગર પડ્યો રહ્યો. વર્નરે એના જખ્મની પટ્ટીઓ કસીને બાંધી હતી. એ બૅરીનુ માથું એના ખોળામાં રાખીને કલાકો સુધી બેસી રહ્યો. બીજે દિવસે સાંજે, બૅરી થોડું હલ્યો. એની આંખો ખુલી. એની પૂંછડી ધાબળા પર હલવા લાગી. એણે એનું મોઢું ખોલ્યું અને હળવેથી વર્નરનો હાથ એના જડબામાં જકડી લીધો.

બીજા દિવસની સવારે એ થોડું પાણી પી શક્યો અને થોડું ખાઇ શક્યો. રાત સુધીમાં એ સ્પષ્ટ થઇ ગયું કે એ મરવા માટે તૈયાર ન હતો.

સેન્ટ બર્નાર્ડ મોનેસ્ટ્રીની પ્રાચીન દીવાલોમાં ખુશી ગુંજી ઉઠી.



બે વરસ પછી, ગામમાં શાંત નિવૃત જીવન વિતાવીને, બૅરી બૂઢાપાને લીધે મૃત્યુ પામ્યો. એના શરીરને એક સ્વીડિશ સંગ્રહાલયમાં પ્રદર્શિત કરવામાં આવ્યું છે.

બૅરીના મૃત્યુના સો વર્ષો પછી સેન્ટ બર્નાર્ડ મઠમાં ફરી એક એવો કૂતરો હતો જેને બૅરી નામ આપવામાં આવ્યું. એ પછી એવી પરંપરા બની ગઈ કે બૅરીનું સન્માનિત નામ સૌથી ઉમદા કૂતરાને જ આપવામાં આવે છે.

ત્યાં આજે પણ એક બૅરી છે.



એક નવયુવાન બરફમાં ખોવાઈ જાય છે - સંભાવના એવી પણ છે કે એ ક્યાંક બરફ નીચે દટાઈ ગયો હશે. બચાવ દળના કૂતરા ચંદ્રની રોશનીમાં ઢાળ પર દોડે છે. આ બળવાન સેન્ટ બર્નાર્ડ કૂતરા છે, જેના તીક્ષ્ણ નાક બરફ નીચે દબાયેલા માણસોને સૂંઘી શકે છે, અને એના મજબૂત પંજા બરફને ખોદી શકે છે.

બૅરી બચાવ દળનું નેતૃત્વ કરે છે. એણે 40 થી વધારે લોકોના જીવ બચાવ્યા છે. પણ આજે એ પોતાનો જીવ જોખમમાં મૂકી રહ્યો છે. ખોવાયેલો નવયુવાન ભયભીત છે. એની પાસે એક ચાકુ છે. ઝાંખા અજવાળામાં એ કૂતરાને જંગલી જાનવર સમજી બેસે છે!

આ બૅરીની સત્યકથા છે, જે સૌથી બહાદુર સેન્ટ બર્નાર્ડ હતો.